परोपकाराय सताम् विभूतयः

ॐ अर्हम्

# શ્રી ઉપરીઆળા તીર્થ વર્ણન.

પ્રકાશક.

શ્રી શાંતિ જૈનમંડળ તરફથી

શા. મફતલાલ માણેકચંદ.

મુ. વીરમગામ.

परोपकारायसतामृविभुतयः

ॐ अर्हम्

# શ્રી ઉપરીઆળા તીર્થ વર્ણન.

સંશોધક

અને

પ્રકાશક

શ્રી શાંતિ જૈનમંડળ.

તરફથી

શાહ. મફતલાલ માણેકચંદ.

મુ વીરમગામ.

---

વિર સંવત્ ૨૪૪૨. વિ. સં. ૧૯૭૨ સન ૧૯૧૬

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

અમદાવાદ—નવા દરવાજે સત્ય વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં

શા. સાંકલચંદ હરિલ લે-છાપ્યું.

---

કિંમત (ક્રી.)

એક વખત વાપરી ખાત્રી કરો.

# પાચનશકિત ચુરણ.

પડીકું ૧ કીંમત અડધો આનો

આ ચુરણ સાંજ સવાર વાપરવાથી વાયુ, અજીરણ, દમ ખાંસી વીગેરે દરદો નાબુદ થાય છે.

ખાસ કરીને પાચનશક્તિ વધારવાને વાસ્તે આ ચુરણ અમ્રત સમાન છે

બનાવનાર,

**શાહ મફતલાલ માણેકચંદ.**

ઠે. સંઘવી ફળી મુ. વીરમગામ.

परोपकाराय सतांम् विभूतय

# ॐ अर्हम्

# "ઊપરીઆળા તીર્થવર્ણન."

રાજનગર ઊર્ફે અમદાવાદ જીલ્લાના વીરમગામ તાલુકાની નજદીકમાં આવેલ ઉપરીયાળા નામે ત્રણસેં ઘરની વસ્તીવાળું બજાણા તાલુકાનું ગામ છે, તેમાં ફક્ત શ્રાવકની ત્રણ ઘરની વસ્તી છે, ગામમાં શીખરબંધ એક દેરાસર છે, તથા ધર્મશાળા એક છે. તે ગામ ઉપર બજાણાના દરબાર શ્રી જીવણખાનજીની સતા છે, ત્યાં જવાને માટે વીરમગામ જંકશનના સ્ટેશનથી બી. બી. સી. આઇ. રેલ્વેની ખારાઘોઢા બ્રાંચ ટ્રેનમાં બેસી ગુજરાત, કાઠીઆવાડ, મારવાડ વીગેરેના યાત્રાળુઓને ત્યાં થઇ જવાય છે. ને પહેલું સ્ટેશન ઝુંડનું આવે છે. વીરમગામથી ઝુંડ સ્ટેશનની ટીકીટના રૂા. ૦-૧-૯ પાઇ ચાર્જ બેસે છે–ઝુંડ સ્ટેશનથી ઊપરીઆળા તીર્થ માઇલ બેના અંતરે આવેલુ છે ત્યાંથી યાત્રાળુઓને જવા આવવાને માટે સગવડ ઘણી સારી છે, અને રસ્તો ઘણો સરલ છે. જેથી કોઇને અગવડ પડે તેમ નથી.

વીરમગામ પણ મહોટું અને સુંદર જોવાલાયક શહેર છે, જેમાં છ મહોટા અતી સુંદર ને સુશોભીત

શીખર બંધી દેરાસર છે. યાત્રાળુઓને ઊતરવા માટે મોટી ધર્મશાળા બે છે તેમાંની એક શા હઠીસંગ સોભાગ્યચંદ તરફથી જાહેર રસ્તા ઊપર બાંધવામાં આવી છે, યાત્રાળુઓને વાસણ ગોદડા વીગેરે શેઠ. આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી વહીવટ કરતા મુનીમ પાસેથી મલી શકે છે, ગામમાં જોવાલાયક આગળ ઉપર થઇ ગયેલ મહારાજા સિદ્ધરાજ જયસીંહની માતા મીનળદેવીએ પથ્થરથી બંધાવેલ મુનસર નામે તલાવ છે.

વીરમગામથી પણ ગાડા રસ્તે ઊપરીયાળાતીર્થ જઈ શકાય છે. ને ત્યાંથી તે તીર્થ ગાઊ છનાં આશરે થાય છે વીરમગામથી જતા રસ્તામાં બે નાના ગામો આવે છે તેમાનું પ્રથમ ડુમાણું કરીને ગામ છે તે ગામમાં વીશેષે કરી નાડોદા લોકોની વસ્તી છે.

બીજું ગોરીયા કરીને ગામ આવે છે. તેમાં મુખ્ય વસ્તી વાણીઆ, કણબી, નાડોદા, મુસલમાન, વીગેરેની છે. તેમાં શ્રાવકોના ઘર ૧૦થી૧૨ છે. ગામમાં એક સુશોભીત અને અતી સુદર રમણીય તેમજ મનોહર શીખરબંધી એક જીનાલય છે. તે તીર્થના અવસ્ય દરશન કરવા જેવું છે. ત્યાંથી આગળ જતાં છેવટે " ઊપરીયાળા " તીર્થ આવે છે. ત્યાં યાત્રાળુઓને ઊતરવાને માટે એક ધર્મશાળા છે. ત્યાંથી ગોદડાં. વાસણ તથા શીધુસામાન

વીગેરે જે જોઇએ તે મલી શકે છે, જેથી કરી કોઇ રીતની યાત્રાળુઓને અડચણ પડે તેમ નથી, માટે દરેક બન્ધુઓ આ તીર્થ સ્થળનો લાભ લઈ પોતાના આત્માને કૃતાર્થ કરશે એવી અમો ભલામણ કરીએ છીએ.

## " રૂષભદેવ આદી ભગવાનોનુ પ્રકટ થવું અને અધીષ્ટાયક દેવતાઓએ બતાવેલ ચમત્કારો"

### ચમત્કાર પહેલો.

ઊપરીઆળા ગામની ઊગમણી દીશા તરફના ઝાંપા પાસે વાઘરી લોકો પોતાને રહેવાને માટે ઘાસના કુબા* બાંધી રહેતા હતા, અને તે લોકો ઘણુંજ પાપનું કામ કરતા હતા તેથી કરીને તેમને શીક્ષા કરવાને માટે અધી-ષ્ટાયક દેવતાઓએ પ્રત્યક્ષરીતે રાત્રીમાં આવી તેઓને ખાટલામાં સુતેલા ઊચકી નીચે જમીન પર પટકતા હતા. તેમજ તે લોકો ઊપર રૂષ્ટમાન થઇ ઊપસર્ગ કરતા હતા ને તેઓને કહેતાં હતાં કે પાપ નહી કરો પાપ નહી કરો તેવી રીતે પોકારી પોકારી ને કહેતા હતા. છેવટે તે લોકોથી દેવતાઓનો ત્રાસ સહન નહી થઇ શકવાથી બજાણાના દરબારશ્રી પાસે જઈ અરજ ગુજારવા લાગ્યા. દરબારશ્રી તરફથી જાહેર કરવામાં આવ્યું કે તમારે તે જગ્યા છોડી દઇ બીજી જગ્યાએ રહેવા માટે જવું. ત્યાર-

* કુબા—ઝુંપડા.

બાદ તે લોકોએ તે જગ્યા છોડી બીજે રહેવા માટે ગયાથી તે-ઓને અધિષ્ઠાયક દેવતાઓ તરફથી થતો ઉપદ્રવ શાંન્ત થયો.

( ચમત્કાર બીજો )

તેજ ગામમાં રતના નરશી નામે કુંભાર રહેતો હતો. તેને ત્રણવાર રાત્રીને વીષે, સ્વપ્ન આવ્યાં તેમાં તેને એમ ભાસ થયો કે તું જે માટીખાણની અંદરથી માટી ખોદે છે. તેની આસપાસમાં જીનેશ્વર ભગવાનની ચાર પ્રતિમાઓ રહેલી છે. માટે તે પ્રતિમાઓને તું બહાર કાઢ. આવી રીતે તેને સ્વપ્નમાં ભાસ થયો, છેવટે ત્યાંના રહેનારા શ્રાવકોને જાહેર કર્યું. પણ ત્યાંના રહેનારા શ્રાવકોએ તે વાત ધ્યાનમાં લીધી નહી અને જુઠી વાત છે એમ કહી માંડી વાળી.

( ચમત્કાર ત્રીજો ).

એક દીવસ તેજ રતના નરશી નામનો કુંભાર તેજ માટી ખાણમાં માટી ખોદવા માટે ગયો જેવો તે કોદાળા વતી ખોદવા લાગે છે તેવોજ તે ખાણમાંથી એકદમ તોપ જેવો જુસાભેર અવાજ થયો, અને દિવ્ય વાજીંત્રોના અવાજો જાણે હોય નહી શું ! તેવો ભાસ તેને થયો ને તેથી તેણે ખોદવું બંધ કરી ઘણાજ હર્ષસાથે એકદમ ગામમાં જઇ બનેલી સર્વ હકીકત તે ગામના મુખી તેમજ શ્રાવકો વીગે-રેને જાહેર કરી તે પછી ત્યાંના શ્રાવકો તેમજ બીજી

જ્ઞાતીના માણુસો સાથે તે સ્થળે ગયો ને સર્વની સમક્ષ તે ખાણુમાં ખોદવાનું કામ ધીમે ધીમે શરૂ કરયું પણ થોડું ખોદતાંની સાથેજ સં. ૧૯૧૯ ના વઇશાક સુદી પૂર્ણીમાના દીવસે મનોહર ચાર મૂર્તિઓ દેખવામાં આવી તે મૂર્તિઓને તે ખાણમાંથી બહાર કાઢી શુદ્ધ જગ્યાએ પધરાવવામાં આવી ને મૂર્તિઓના લાંછન જોવામાં આવ્યાં. લાંછન તપાસતાં માલૂમ પડયું કે પહેલા તીર્થંકર **ઋષભદેવ** તથા સોળમા તીર્થંકર **શાન્તિનાથ** તથા તેવીશમા તીર્થંકર **પાર્શ્વનાથ** અને બાવીસમા તીર્થંકર નેમીનાથ ભગવાનની એવી રીતે અનુક્રમે ચાર મૂર્તિઓ જણાઇ, આ મુર્તિઓ અતિ ચમત્કારી અને લગભગ ૨૨૦૦ વરસ ઊપરની સંપ્રતિ રાજાની ભરાવેલી માલુમ પડી, ત્યારપછી ત્યાંથી ઘણાજ માણુસોના સમૂહમાં ઘણાજ ઠાઠમાઠથી વાજતેગાજતે કુંભાર રતના નરસીના ઘરે મૂર્તિઓ લઇ ગયા ને શુદ્ધ જગ્યાએ પધરાવવામાં આવી. પછી દુધ તથા જળનો પખાળ કરી કેશર, ચંદન, તથા ધુપ, દીપ, આદીવડે પ્રભુજીની પુજા કરી, પછી ત્યાંના રહેનાર શ્રાવક પિતામ્બરદાસ ગણેશભાઇના ઘરે ઘણાજ ઠાઠપૂર્વક વાજતેગાજતે ધામધૂમથી પરોણાગત પધરાવવામાં આવ્યા.

પ્રભુના પ્રગટ થયાથી ગામમાં ચાલતા રોગોની શાંન્તી થઇ ગામમાં આનંદાનંદ છવાઇ રહ્યો. આસપાસના ગામોના લોકોને ખબર મળતાં ત્યાં દર્શનાર્થે આવવા લાગ્યા ને તે

તીર્થનો મહિમા દિનપ્રતિદીન વધવા લાગ્યો. ત્યારપછી ત્યાંના સંઘે મળી સંવત ૧૯૨૦ ના કારતક સુદી પુર્ણીમાના દીવસે એક ઓરડીની અંદર શુભ ચોઘડીયે પધરાવ્યા. ત્યારથી ઘણાજ યાત્રાળુઓ જાત્રાઅર્થે આવવા લાગ્યા અને તે તીર્થનો મહીમા દીનપ્રતિદીન વધવા લાગ્યો. યાત્રાળુઓના આવવાથી એકંદર રૂ. ૨૦૦૦૦ વીશ હજાર જેટલી ઉપજ થઇ તેવડે એક સુંદર શીખરબંધી જીનાલય બંધાવી સં. ૧૯૪૪ ના માહ સુદ ૧૩ ને શનીવારના પ્રાતઃકાળમાં શુભ મહુરતે ઘણાજ ઠાઠમાઠથી વાજતેગાજતે શ્રીસંઘે પ્રભુજીની પ્રતિષ્ટા કરી મૂળનાયક તરીકે રૂષભદેવ ભગવાનની મૂર્તિ સ્થાપન કરવામાં આવી તે વખતે ઘણોજ આનંદ વરતાણો અને ઉપજ પણ પુષ્કળ થઇ તે વખતે બજાણાના દરબારશ્રી તથા બાઇશ્રી કંકુબાઈ ત્યાં પધારી જોઇતી મદદ આપી આનંદમાં ભાગ લીધો હતો. સમય પ્રમાણે શ્રીસંઘ તરફથી દ્રવ્યનો ખર્ચ સારો કરવામાં આવ્યો હતો.

શ્રીસિદ્ધાચલ તિર્થ ઉપર પૂર્વે નવાણુંવાર રૂષભદેવ-ભગવાન સમોવસરયા હોવાથી તે દીવસ એટલે ફાગણ શુદી આઠમના દીવસે ત્યાં મેળો ભરાય છે તેમાં લગભગ ૨૦૦૦ બે હજાર માણસો ભેગા થાય છે અને જીનેશ્વર ભગવાનની મનોહર આંગી રચી ઘણીજ ધામધુમથી પુજા ભણાવવામાં

આવે છે. તે મેળો લગભગ બે ચાર દીવસ સુધી રહે છે તેથી ઘણોજ આનંદદાયક દેખાવ થઈ રહે છે આ તીર્થની સંભાળ માટે **શાંન્તમૂર્તિ મુનીમહારાજશ્રી વૃદ્ધિચંદ્રજીના શિષ્ય શાસ્ત્રવિશારદ્ જૈનચાર્ય વિજયધર્મ સુરિશ્વરજી મહારાજના** સદુપદેશથી વીરમગામની એક ટોળી નીમવામાંઆવી છે, તે ટોળી દરમાસની પૂર્ણમીએ ત્યાં જાય છે અને ત્યાં જે વસ્તુની અગવડતા હોય છે તે તેઓ તુરત પુરી પાડે છે આ ટોળીની ઘણી સારી દેખરેખ હોવાથી હાલમાં આ તીર્થમાં ઘણોજ સુધારો થયો છે અને કશી જાતની સંઘાળુને અડચણ પડે તેમ નથી. માટે સર્વ બન્ધુઓને મારી નમ્ર વિનંતી એ છે જે આ પવિત્ર તિર્થના દર્શનનો લાભ લઇ પોતાના આત્માને કૃતાર્થ કરશે.

સુજ્ઞેષુ કિંબહુના ?

## ભગવાન પ્રગટ થયા તે વખતે ગામના લોકોએ બનાવેલ જે અદ્યપી પ્રયંત ગવાય છે તે.

### રાસડો.

તમને સુતા તે સ્વપનાં આવીયાંરે,
તમે રૂપલા કોદાળી લીધી હાથરે;
આદીશ્વર ભગવાન ઊપરીયાળે,
મેલાણુ* બહુ ખલેરે.

* મેલાણુ=મેળો.

પ્રભુને પહેલો તો ટોચો મારીયોરે,
પ્રભુને વાગ્યું છે કરની મોઝારરે. આ૦
પ્રીતે પાલખીમાં બેસારીયારે,
પ્રભુને લાવ્યા છે ઊર ધરી પ્યારરે. આ૦
તમને પેલા તે દુધે નવરાવીયારે,
પછી કેશરનાં છાંટણા છંટાયરે. આ૦
ધન મનરે પીતામંર વાણીયારે,
તમે બજાણાનું માઝન તેડાવીયુંરે. આ૦
ઇમને પાટડીનું માઝન તેડાવીયુંરે,
પછી પતાસાની લાણીયું વેંચાણીરે. આ૦
ઇમને માંડલનું માઝન તેડાવીયુંરે,
ઇમને મોતીના તોરણ બંધાવ્યાંરે. આ૦
ઇમને વીરમગામનું માઝન તેડાવીયું,
ઇમને વરઘોડા કરાવ્યા હો લાલરે આ૦
ઇમને ધ્રાંગધરાના કડીયા તેડાવીયારે,
ઇમને દેરાં ચણાવ્યાં હાલો હાલરે. આ૦
ઈમને વાણે તે ખારેકું મંગાવીયું,
ઇમને ખારેકુંની બેંતીયું મેલાવીરે. આ૦
ઇમને વાણે તે સોપારીયું મંગાવીયુંરે,
ઇમને સોપારીની પુરણી પુરાવીરે, આ૦
ઇમને વાણે તે લવીંગ મંગાવીયારે,

ઇમને લવીંગની જાળીયું મેલાવીરે. આ૦
ઇમને વાણે તે કંકુ મંગાવીયારે,
ઇમને કંકુની ગારૂ કરાવીરે. આ૦
ઇમને વાણે તે નાળીયેર મંગાવીયારે,
ઇમને નાળીયેરના ગોખ મેલાવ્યારે, આ૦
રૂડી પુનમ વૈશાક માસનીરે,
ઓગણીસે ઓગણીની સાલરે. આ૦

(૧)

જય જય શ્રી જીનરાજ નમે સહું બાળક ગુણગાતા (૨)
ત્રીભોવન તાતા દાતા દો સહુ સુખશાતા....જય.
રીખવ અજીત સંભવ, અભિનંદન સ્વામી (૨) પ્રભુ
સુમતિ પદ્મ સુપાર્શ્વ, ચંદ્ર સુવિધિ નામી....જય.
શીતલ શ્રેયાંસ પ્રભુ, વાસુ વીમલ છો ઇશ પ્રભુ (૨)
અનંત ધર્મ જીન પ્યારા, શાંન્તિ નમાવું શીસ...જય.
કુંથુ અર અલ્લી, મુની સુવ્રત જીનવીસ...પ્રભુ (૨)
નેમી નેમીને પાર્શ્વ, મહાવીર ચોવીસ........જય.
કરૂણા કરી હેતે, (તમે) અવીચલ પદ આપો....પ્રભુ (૨)
તારો દીન દયાળ, ભવો ભવ દુઃખ કાપો....જય.
શાંન્તિ મંડળ સાથ, સુત માણેક ગુણ ગાતા. પ્રભુ (૨)
શીવપુર આપો અમને, થાય સુખશાતા........જય.

(૨)

આદીનાથ ધરી પ્રીત હવે તારે તો તું
તારે તો તારે તો તારે તોતું........આદીનાથ.
વારી વારી લહુ વારણા હો જીનજી.
ભવ અટવીથી ઉતારે તો તું. આદીનાથ.
પારે આવ્યો નહી પાર ઊતારે,
મેણું છે તારે અમારે તો સું. આદીનાથ.
પ્રૌઢ પ્રતાપીને બોલી જો આપી,
વહુ છું વગર વીચારે તો તું. આદીનાથ.
શાંન્તિ મંડળ સહ "મફત" સંગાથે
વીનતિ સુણીને વીચારે તો તું. આદીનાથ.

(૩)

આદીજીન જયકારરે મોરી લાગી લગનવા;
લાગી લગનવા છોડી ન છૂટે,
જબ લગ ઘટમેં પ્રાણરે. મોરી. આદી૦ ૧
થયા છો સ્વામી કેવળ પામી,
પામી સંસાર અસારરે. મોરી આદી૦ ૨
સેવક તારો આવી ઊગારો,
વારો વીષય વીકારરે મોરી. આદી૦ ૩
અરજી અમારી હયોને સ્વીકારી,
જીન સાસન શણગારરે મોરી. આદી૦ ૪

શાંન્તિ મંડળ મફ્ત સંગાથે,
વંદન્ કરે છે ધરી પ્યારરે. મોરી. આદી૦ ૫

---

પ્રેમે પુજું તન નાભી તને
મન મોહન મરૂદેવા તનછો, વૃષભ લંછનવાલા,
હાથ ઝાલી, તમે તારો આરો આપો મને; પ્રેમે
કરો નજર મયાલ, હરો મોહ માયા જાળ,
દેજો દરસ દયાળ લેજો સેવક સંભાળ.
મહીમા તારો મહીમંડલમાં, મંગળ કર કૃપાળુ,
પ્રેમ ધરી, નૃત્ય કરી નીત્ય નમીએ તને;— પ્રેમે
અમે છીએ અજ્ઞાન, નીત્ય ધરીએ તારૂં ધ્યાન,
તમે ગુરૂ ગુણવાન, હરી દીયો દીયાદાન.
શાંન્તી મંડળ''મફ્ત'' સંગાથે અમને આજ ઉગારો,
સુણી દાદ, હયો સંભાળ, વારો ભવ દવને— પ્રેમે

---

વિનયવિજયજી કૃત.

## श्री आदीजिनने विनंतो.

પામી સુગુરૂ પસાયરે, શેત્રુંજય ધણી; શ્રીરીસહેસર વીનવુંએ ॥૧॥ ત્રીભુવન નાયક દેવરે, સેવક વિનતી આદીશ્વર અવધારીએ. ॥ ૨ ॥ સરણે આવ્યો સ્વામીરે, હું સંસારમાં; વિ વા વયરીએ નડયોએ ॥ તાર તાર મુજ તાતરે, વાત કિસિ કહું; ભવોભવ એ ભાવઠ તણીએ ॥૪॥ જનમ મરણ જંજાળરે, બાળ તરૂણપણું; વળી વળી જરા

દહે ઘણુંએ. ॥૫॥ કિમે ન આવ્યો પારરે, સાર હવે સ્વામી; સે ન કરો એક માહરીએ. ॥૬॥ તાર્યા તુમે અનંતરે, સત સુગુણ વળી; અપરાધી પણ ઉધર્યાએ. ॥૭॥ તો એક દીન દયાળરે, બાળ દયામણો; હું શા માટે વિસર્યોએ. ॥૮॥ જે ગીરૂઆ ગુણવંતરે, તારો તેહને; તેહમાંહી અચરીજ કીશુંરે. ॥૯॥ જે મુજ સરિખો દીનરે, તેહને તારતાં; જગ વિસ્તરશ્યે જસ ઘણોએ. ॥૧૦॥ આપદ પડિયો આજરે, રાજ તુમારડે, ચરણે હું આવ્યો વહીએ. ॥૧૧॥ મુજ સરીખો કોઇ દિનરે, તુજ સરીખો પ્રભુ; જોતાં જગ લાભે નહીએ. ॥૧૨॥ તોહે કરૂણા સિંધુરે, બંધુ ભૂવન તણા; ન ઘટે તુમ ઉવેખવુંએ. ॥૧૩॥ તારણહારો કોઇરે, જો બીજો હોયે; તો તુમને શ્યાને કહુંએ. ॥૧૪॥ તુહીજ તારીશ નેટરે, પહીલાં ને પીછે; તો એવડી ગાઢીમ કિસીએ. ॥૧૫॥ આવી લાગ્યો પાયરે, તે કામ છુટશે; મન મનાવ્યા વિણ હવેએ ॥૧૬॥ સેવક કરે પોકારરે, બાહિર રહ્યા જશે, તો સાહિબ શોભા કીશીએ. ॥ ૧૭॥ અતુલી બળ અરિહંતરે, જગને તારવા; સમરથ છો સ્વામિ તુમેએ. ॥૧૮॥ શું આવેછે જોરરે, મુજને તારતાં; કે ધન બેસે છે કિશુંએ. ॥૧૯॥ કહેશો તુમે જિણંદરે ભક્તિ નથી તેવી; તો તે ભક્તિ મુજ દીયોએ. ॥૨૦॥ વળી કહેશો ભગવંતરે, નહીં તુજ યોગતા; હમણાં મુક્તિ જવા તમએ. ॥૨૧॥ યોગતા તે પણ નાથરે, તુમહિજ આપશો; તો તે મુજને દીજીએએ.॥૨૨॥

વળી કહેશો જગદીશરે, કરમ ઘણાં તાહરે; તો તેહજ પરાંચે.. ॥૨૩॥ કર્મ અમારાં આજરે, જગપતિ વારવા; વળી કોણ બીજો આવશેએ ॥૨૪॥ વળી જાણો અરિહંતરે, એહને વિનતી; કરતાં આવડતિ નથી એ. ॥૨૫॥ તો તેહજ માહારાજરે, મુજને શિખવો; જીભ તે જિમસું વિનવુંએ ॥૨૬॥ માય તાય વિણુ કોણુરે, પ્રેમે શીખવે; બાળકને કહો બોલવુંએ. ॥૨૭॥ જો મુજ જાણો દેવરે, એહ અપાવન; ખરડયો છે કલિ કાદવેએ. ॥ ૨૮ ॥ કીમ લઉ ઉછંગરે, અંગ ભર્યું એહનું; વિષય કષાય અંસાચસ્યુંએ. ॥૨૯॥ તો મુજ કરો પવીત્રરે, કહો કોણ પૂત્રનં; વિણુ માવિત્ર પખાળશેએ. ॥૩૦॥ કૃપાકરી મુજદેવરે, ઇહાં લગે આણીયો, નરક નિગોધાદિક થકીએ. ॥૩૧॥ આવ્યો હવે હજુરરે, ઉભો થઇ રહ્યો, સામુ સ્યેં જુવો નહીંએ. ॥૩૩॥ આડો માંડી આજરે, બેઠો બારણે; માવીત્ર તુમે મનાવશોએ. ॥૩૩॥ તુમેછો દયા સમુદ્રરે, તો મુજને દેખી; દયા નથી સ્યેં આણુતાંયે. ॥૩૪॥ ઉવેખશો અરિહંતરે, જો આણી વેળા, તો મહારી શી પેર થશે એ. ॥૩૫॥ ઉભાછે અનેકરે, મોહાદીક વયરી; છળ જુએછે માહરાંએ. ॥૩૬॥ તેહને વારો સ્વામીરે, દેવ દયા કરી, વળી વળી શું વિનવુંએ. ॥૩૭॥ મરૂ દેવી નિજ માયરે, વેગે મોકલી; ગજ બેસાડી મુક્તમાંએ. ॥૩૮॥ ભરતેસર નિજ નંદરે, કિધા કેવળી, આરિસા અવલોકતાંએ. ॥૩૯॥ અઠાણું નીજ પૂતરે, પ્રતીબોધ્યા પ્રેમે;

જુઝ કરંતાં વારીયાએ. ॥૪૦॥ બાહુબળને નેટરે, નાણ કે-વળ તુંમે, સ્વામી સામુ મોકલ્યુંએ.॥૪૧॥ ઇત્યાદિક અવદાતરે, સઘળા તુમ તણા; હું જાણુંછું મૂલગાયે ॥૪૨॥ માહારી વેળા આજરે, મૌન કરી બેઠા; ઉત્તર શ્યેં આપો નહીંયે. ॥૪૩॥ વિતરાગ અરિહંતરે, સમતા સાગરૂ, માહરાં તાહારાં શું કરોએ. ॥૪૪॥ એક વાર માહારાજરે, મુજને સ્વમુખે, બોલાવો સેવક કહીએ. ॥૪૫॥ એટલે સિધ્યાં કાજરે, સ-ઘળાં માહરાં; મનના મનોરથ સવી ફળ્યાએ. ॥૪૬॥ ખમજો મુજ અપરાધરે, આસંગો કરી; અસમજસ જે વિનવ્યુંયે. ॥૪૭॥ અવસર પામી આજરે. જો નવિ વિનવું; તો પ-સ્તાવો મન કહે યે. ॥૪૮॥ ત્રીભુવન તારણહારરે, પુન્યે માહરે; આવી એકાંતે મલ્યારે. ॥૪૯॥ બાળક બોલે બોલરે, જે અવિગત ગણું; માય તાયને તે રૂચેએ. ॥૫૦॥ નયણે નીર-ખો નાથરે, નાભી નરિંદનો; નંદન નંદનવન જીસ્યોએ ૫૧ મરૂદેવી ઉર હંસરે, વંસ ઇખાગનો; સોહંકર સોહામણોએ. ॥૫૨॥ માયતાય પ્રભુ મીત્રરે, બંધવ માહરો; જીવ જીવન તું વાલહોએ. ॥૫૩॥ અવર ન કો આધારરે. ઇણ જુગ તુજ વિના, તરણ સરણ તું મુજ ધણીએ. ॥૫૪॥ વળીવળી કરૂં પ્રણામરે, ચરણે તુમ તણે પરમેશ્વર સનમૂખ જુઓએ. ॥૫૫॥ ભવોભવ તુમ પાય સેવરે, સેવકને દેજો; હું માગું છું એટલુંએ. ॥૫૬॥ શ્રી કીર્ત્તીવિજય ઉવઝાયરે, સેવક ઇણીપરે, વિનય વિનય ધરી વિનવેએ. ॥૫૭॥

એક વાર નજર તો કરો ?

સુગંધીદાર ઊંચી વાપરવા લાયક

# પવિત્ર અગરબતી.

મણ એકના રૂપીઆ વીસ જથ્થાબંધ તથા છુટક

# દશાંગી ધૂપ.

કીમત રતલ એકનો રૂપીઓ એક

ઊત્તમ પડો પાંદડી.

આ સુગંધી પડોપાંદડી કપડામાં લગાડવાથી ઊત્તમ સુગંધી આપે છે. કપડા સુગંધી કરી આનંદમાં રહેવું હોય તો વાપરો અમારી પડો પાંદડી.

રતલ ૧ નો રૂા. ૧-૦-૦.

ખર્ચ મંગાવનારને શીર.

**શાહ મફતલાલ માણેકચંદ.**

**વીરમગામ.**